# વાત્સલ્ય સ્નેહનો પ્રભાવ.

## માતૃ સ્નેહની સ્તુતિ

અને

## ઉપાસના.

"नास्ति मातृसमो गुरुः"

રચનાર—પ્રસાદ.

પ્રકાશક—જી. જી. મહેતા.
કન્યા વિદ્યાલય ઘાટકુપર

સને ૧૯૧૮ પ્રત ૧૦૦૦. સંવત ૧૯૭૪.

પ્રીન્ટર જીવરાજ ગોકલદાસ નેણશીએ
" ઇન્ડીયન નેશનલ પ્રીન્ટીંગ વર્કસ "
૩૦૬, બોહરા બજાર સ્ટ્રીટ,
કોટ, મુંબઈમાં છાપ્યું.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથભંડાર

# વાત્સલ્ય-સંમોહનો પ્રભાવ

અને

## માતૃસ્નેહની સ્તુતિ અને ઉપાસના.

---

૧ મા તો મા; અવધિ છે,
માના નિર્મળ પ્રેમની રે;
સાચી એક જનેતા
બસ બીજું કોઈ નથી રે. મા તો મા.
૨ ઉંચ નીચ કે મધ્યમ હોયે,
સ્વાર્થ વિના કદી હોય ન કોયે;
નિઃસ્વાર્થી છે તોએમાતા સર્વથી રે; મા૦
૩ પ્રેમ મિત્રનો, પ્રેમ પિતાનો,
પ્રેમ તેમ વ્હાલી વનિતાનો;
કે કોઈ બીજાનો, મા જેવો નથો રે. મા૦
૪ જોખી નિશ્ચય કરજો તેનો,
પ્રેમ વધે કોનાથી કેનો,
માનો, માનો, માનો ભારે સર્વથી રે. મા૦

૫ ઘડી વાછડું જો નહિ જોશે,
શોર મચાવી તો તે દેશે;
મળશે ત્યારે રહેશે, માતા શાન્તિથી રે મા૦
૬ જ્યારે બાળક માંદુ થાયે,
નભ પૃથ્વી તો ભેગાં થાયે;
લે છે લાખ ઉપાયો, પોતે જાતથી રે. મા૦
૭ કાળી રાત્રે બાળક માટે,
જવું પડે જો શ્મશાન વાટે;
તજી બીક ઉચાટે, જાશે દોડતી રે. મા૦
૮ વળી માનતા બાધા ધારે,
કરે અરે અપવાસો ભારે;
છૈયાં કાજ ઉતારે, તારા આભથી રે. મા૦
૯ સાજું બાળક થાયે કેમે,
પ્રાણુ અરે પાથરતાં પ્રેમે;
કરવા માટે તેમે—માને ના નથી રે. મા૦
૧૦ બાળક હોયે સાજો હસતો,
નજર લાગશે તેને કાં તો;
ખટકો નથીજ ખસતો, માના ચિત્તથીરે. મા૦
૧૧ જુએ પારણું ખંખેરીને,
સુવાડશે તે ધીમે રહીને;
હાલરડાં ગાઈને, મીઠાં વ્હાલથીરે. મા૦

૧૨ અડધી રાતે રાડ પડે ત્યાં,
ભર ઉંઘેથી ઝટ જાગીને;
"બાપુડાં શું છે કહે" બોલે ભાવથી રે. મા૦
૧૩ સાબુએ પહેલાં નવરાવી,
સાફ કરી ઝબલું પહેરાવી;
બકી ભરી બોલાવે, ગાલે હેતથી રે, મા૦
૧૪ દાંત કઢાવે, મજા કરાવે,
કાલું ઘેલું કૈંક કહાવે;
આંગળીએથી ચલાવે સાથે હર્ષથી રે. મા૦
૧૫ રમી ફરીને ઘેર આવતાં,
પકડી બાથમાં લઇને માતા;
"પેટ, કહો કયાં ગ્યાતાં" પૂછે પ્રેમથી રે. મા૦
૧૬ ખરા પ્રેમનું જળ વરસાવે,
હૈયાનું અમૃત ધવરાવે,
બાળપુષ્પ ખીલાવે, પોષી પ્રાણુથીરે મા૦
૧૭ બાળકનાં સુખમાં સુખ ગણુશે,
દુ:ખે બમણા દુ:ખો ગણુશે;
કેમે એવું થાશે? એ બીજે નથી રે. મા૦
૧૮ કષ્ટ ઘણાં માથે લીધાની,
હદ જોતાં બહુ દુર જવાની;
નથી થવાની માની, તુલના કોઇથી રે.

૧૯ બાલ્યાવસ્થા ગઈ અમારી,
માતાના સુખમાંહિ સારી;
હજી મજા છે ભારી પૂરાં પૂણ્યથી રે. મા૦

૨૦ લાડ પછે જોકે નહિં જોશું,
બાળપણું સંભાળી રેશું;
તોપણ રાજી રેહેશું, માના સૌખ્યથી રે મા૦

૨૧ સેવા અનેક વર્ષો કરશું,
બદલો તોય ન વાળી શકશું;
સુખ દેવાને મથશું, તોપણ હોંસથી રે મા૦

૨૨ પુરાં સુખ સહુ માને મળજો,
સહુને સુખ એ માનું મળજો;
પ્રસાદ એવો મળજો, પ્રભુના પ્રેમથી રે. મા૦

**यं माता पितरौ क्लेषं सहेते संभवे नृणां ।**
**न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि ॥**

---

## લો. મા૦ ગાંધી સાહેબ શું કહે છે?

'રેલ્વે ઉતારૂઓ તથા વેપારીઓની મંડળીને તન, મન તથા ધનથી મેમ્બર થઈને મદદ કરો' આ સંસ્થાના કાયદા એ તથા રેલ્વેકાયદા ભાગ ૧-૨ નીચેના ઠેકાણેથી મળશે.

જીવરાજ ગોકલદાસ નેણસી,
૨૯૧-૨૯૩, બોરા બજાર સ્ટ્રીટ, કોટ,-મુંબઈ,

# સ્નેહ ને સૌજન્યની દેવીઓ.

અમે સ્નેહને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ
અમે સ્વર્ગથી સંસાર તટે ઉતર્યાં રે ,, ૧
અમે શાંતિને આનંદ બધે રેલીએ રે ,,
અમ હાસ્યમાં તે તેજનાં અંબાર છે રે ,, ૨
અમે વાણીથી સ્વર્ગ સુધા રેડીએ રે ,,
અમ નેણમાંથી પ્રેમની ધારા ઝરે રે ,, ૩
અમે ધાત્રીઓ સંસારની કહેવાઈએ રે ,,
અમે વીર કાંઇ ઉછંગમાં હુલાવીએ રે ,, ૪
અમ ઉરથી અમૃતની સેરો ઝરે રે ,,
અમી પાઇને દેવાંશીઓ ઉછેરીએ રે ,, ૫
અમે વિશ્વના સંતાપ સર્વ ફેડીએ રે ,,
તપ્યા માનવીને છાંય શીળી આપીએ રે ,, ૬
દુખી માનવીનું શીર અંક રાખીએ રે ,,
અમે ઉતર્યાં રોતાના આંસુ લૂછવા રે ,, ૭
અમ હાસ્ય થકી શોભતો સંસાર છે રે ,,
અમે વિશ્વમાં સૌન્દર્યના અવતાર શાં રે ,, ૮
અમે કુન્તની માણીતિ ગૃહદેવીઓ રે ,,
અમે રાજી તો પ્રભુ સદા પ્રસન્ન છે રે ,, ૯
અમે સ્વર્ગને સંસારમાં ઉતારીએ રે ,,
અમે સ્નેહને સૌજન્ય કેરી દેવીઓ રે ,,

## સંસારની દેવીઓમાં આવશ્યક દીવ્ય ગુણો.

૧ વિશુદ્ધ પ્રેમભાવ.
૨ અખંડ દામ્પત્ય સ્નેહ.
૩ પ્રબળ—વાત્સલ્ય પ્રેમ.
૪ ઉદાર મૈત્રીભાવ.
૫ પ્રબળ—ગૃહ નિવાસેચ્છા.
૬ વિશુદ્ધ શીલધર્મ.
૭ નિરભિમાનિત્વ.
૮ અદ્ભૂત આત્મભોગ.
૯ અડગધૈર્ય—ક્ષમા—સહનશીલતા.
૧૦ પૂર્ણ—ભક્તિભાવ.
૧૧ વિનય—વિવેક.
૧૨ કરૂણાર્દ્ર—હૃદય.
૧૩ ઉન્નત આશા.
૧૪ પ્રબળઆત્મનિષ્ઠા.
૧૫ અધ્યાત્મ રતિ.
૧૬ અટલ શ્રદ્ધા.
૧૮ સ્નેહપૂર્ણ સૌન્દર્ય.
૧૭ અનુપમ—ઔદાર્ય.
૧૯ સમ્યક સાહિત્યાનુરાગ.
૨૦ મધુર અને પ્રિય વાણી.
૨૧ સુખદ—સૌજન્ય.

☞ સ્નેહ અને સૌજન્યની દેવીઓ માટે જગ-
તે નિર્માણ કરેલાં ઉપર જણાવેલા પરમ
આપવાવાળાં પવિત્ર સૂત્રો છે.

